## મુંબાઈ ઈલાકા તથા હિંદુસ્થાનની

# ભૂગોળની તારવણી



કર્તા : એક શિક્ષક

# મુંબઈ ઈલાકા તથા હિંદુસ્તાનની ભુગોળની તારવણી

---:o:---

## મુંબઈ ઈલાકાનું સામાન્ય જ્ઞાન

સીમાઃ—મુંબઈ ઈલાકાની ઉત્તરે બલુચિસ્તાન, પંજાબ, રજપુરસ્તાન. પૂર્વે મધ્ય હિન્દ એજન્સી, મધ્ય પ્રાંત, નીઝામનું રાજ્ય. દક્ષિણે, મદ્રાસ ઇલાકો અને મહીસુર. પશ્ચિમે અરબી સમુદ્ર.

## કુદરતી વિભાગો

(૧) સિંધ (૨) કચ્છ (૩) ગુજરાત (૪) કોંકણ (૫) મહારાષ્ટ્ર.

## મુંબઈ ઈલાકાના રાજ્યકીય વિભાગો નીચે પ્રમાણે

(૧) સિંધ વિભાગ (૨) ઉત્તર વિભાગ (૩) મધ્ય વિભાગ (૪) દક્ષિણ વિભાગ. (૫) મુંબઈ બેટ

## (૧) સિંધ વિભાગ

જીલ્લા મુખ્ય શહેર

કરાચી જીલ્લો—કરાચી અને નગર ઠઠા.

હૈદરાબાદ જીલ્લો—હૈદરાબાદ.

થર અને પારકર જીલ્લો—ઉમરકોટ.

સક્કર જીલ્લો—સક્કર અને શિકારપુર.

લારખાના જીલ્લો—લારખાના અને સેવાન.
ઉપરાંત સરહદ મૂલ્ક—જેકોબાબાદ.
ખૈરપુર સંસ્થાન - ખૈરપુર. (દેશીરાજ્ય)

## (૨) ઉત્તર વિભાગ

| જીલ્લા | મુખ્ય શહેર |
|---|---|
| અમદાવાદ જીલ્લો— | અમદાવાદ, વિરમગામ, ઘોઘા, ખારાઘોડા, અને ધોળકા. |
| ખેડા જીલ્લો— | ખેડા, નડીયાદ, ઉમરેઠ, ડાકોર, કપડવંજ, મહેમદાવાદ અને આણંદ. |
| પંચમહાલ જીલ્લો— | ગોધરા, હાલોલ, દાહોદ અને ચાંપાનેર. |
| ભરૂચ જીલ્લો— | ભરૂચ, જંબુસર, અંકલેશ્વર, શુકલતીર્થ. |
| સુરત જીલ્લો— | સુરત, વલસાડ, ડુમસ, હજીરા, ઉદવાડા, રાંદેર. |
| થાણા જીલ્લો— | થાણા, વાંદરા, વસઇ, કલ્યાણી અને બરોલી. |

### ઉત્તર વિભાગમા આવેલા દેશી રાજ્યો.

| | મુખ્ય શહેર |
|---|---|
| પાલણપુર એજન્સી— | પાલણપુર, રાધનપુર. |
| મહીકાંઠા એજન્સી— | ઈડર, દાંતા. |
| રેવાકાંઠા એજન્સી— | રાજપીપળા, છોટાઉદેપુર, બારીઆ, અને લુણાવાડા. |
| સુરત એજન્સી— | સચીન, ધરમપુર, વાંસદા. |
| કાઠીઆવાડ એજન્સી— | જુનાગઢ, જામનગર, ભાવનગર, પોરબંદર, રાજકોટ, અને મોરબી. |

ખંભાત સંસ્થાન—ખંભાત.

ગાયકવાડી રાજ્ય—વડોદરા, ડભોઇ, પાટણ, નવસારી,
અમરેલી, દ્વારકા, વડનગર, પેટલાદ.

કચ્છ સંસ્થાન—માંડવી, ભૂજ, મુંદ્રા, અંજાર, કોઠારા.

જવાર સંસ્થાન—જવાર.

## (૩) મધ્ય વિભાગ

| જીલ્લા | મુખ્ય શહેર |
| --- | --- |

પશ્ચિમ ખાનદેશ જીલ્લો—ધુળીઆ.

પૂર્વ ખાનદેશ જીલ્લો—જલગામ અને ભુસાવળ.

નાશીક જીલ્લો—નાશીક, ત્ર્યંબક, દેવલાલી.

અહમદનગર જીલ્લો—અહમદનગર.

પુના જીલ્લો—પુના અને લાનોલી.

સતારા જીલ્લો—સતારા અને મહાબળેશ્વર.

સોલાપુર જીલ્લો—સોલાપુર, બારસી, અને પંઢરપુર.

### મધ્ય વિભાગમાં આવેલા દેશી રાજ્યો.

સતારા જાગીર—ભોર, ફલટણ, ઔંધ, જત.

તે ઉપરાંત સુરગણા, મહેવાસી પરગણાનો મુલક એ બધાં નાનાં નાનાં દેશી રાજ્યો છે

## (૪) દક્ષિણ વિભાગ

વિજાપુર જીલ્લો—વિજાપુર.

બેલગામ જીલ્લો—બેલગામ.

ધારવાડ જીલ્લો—ધારવાડ ને હુબળી.
કાનડા જીલ્લો—કારવાડ અને હોનાવર.
રત્નાગીરી જીલ્લો—રત્નાગીરી અને વેંગુર્લા
કોલાબા જીલ્લો—અલીબાગ અને ઉરાણ.

દક્ષિણ વિભાગમાં આવેલા દેશી રાજ્યો.

કોલ્હાપુર, સાંગલી, મિરજ, જમખંડી, કુરૂંદવાડ, મુધોળ, રામદુર્ગ, સાવંતવાડી.

## મુખ્ય પર્વતો

(સિંધમાં) હાલા, વિંધ્યાચળ.
(પશ્ચિમખાનદેશમાં) સાતપૂડાના ફાંટાઓ
(નાશીક જીલ્લામાં) સહ્યાંદ્રી
(વડોદરા પાસે) પાવાગઢ
(કાઠિયાવાડમાં) ગીરનાર અને શેત્રુંજો

| | |
|---|---|
| ૧ હાલા | ૫ પાવાગઢ |
| ૨ વિંધ્યાચળ | ૬ ગીરનાર |
| ૩ સાતપુડાનાં ફાંટાઓ | ૭ શેત્રુંજો |
| ૪ સંહ્યાંદ્રી | |

## મુખ્ય નદીઓ

સિંધુ નદી (કરાંચી પાસે સિંધમાં)
નર્મદા (ભરૂચ પાસે) તાપી (સુરત પાસે)

ગોદાવરી (નાશીક પાસે) કૃષ્ણા (વિજાપુર પાસે)
બનાસ (પાલણપુર પાસે) મહી (ડાકોર પાસે)
સરસ્વતી (સીદ્ધપુર પાટણ પાસે)
સાબરમતી (અમદાવાદ પાસે)

| | | |
|---|---|---|
| ૧ સિંધુ | ૪ ગોદાવરી | ૭ મહી. |
| ૨ નર્મદા | ૫ કૃષ્ણા | ૮ સરસ્વતી |
| ૩ તાપી | ૬ બનાસ | ૯ સાબરમતી |

## પાણીના વહેતા ધોધ

સુરપાણનો ધોધ, ગરસપાનો ધોધ અને ગોકાકનો ધોધ.

## રણ

કચ્છ અને થરપારકર

## અખાત

કચ્છનો, ખંભાતનો અને કોરીનો

## બંદર

કરાચી, માંડવી, મુંબઈ, દ્વારકા, પોરબંદર, માંગરોળ, વેરાવળ, જાફરાબાદ, ભાવનગર, કારાવાડ.

## વસ્તી

મુંબઈ ઇલાકાની, ૨ કરોડ ૮૦ લાખ

## ધર્મ

હિન્દુ, જૈન, પારસી, મુસલમાન, ખ્રિસ્તી, યહુદી.

ભાષાઃ—સિંધી, કચ્છી, ગુજરાતી, મરાઠી, કાનડી, ઉર્દુ.

## હવાખાવાનાં ઠેકાણાં (ઉત્તર વિભાગમાં જોવાં)

ડુમસ, હજીરા, બાલાચડી, ચોરવાડ, ગોપનાથ, તીથલ, સિવાય મહાબળેશ્વર, દેવલાલી અને માથેરાન.

## જાત્રાનાં ઠેકાણાં

દ્વારકા, ડાકોર, ચાણોદ, કન્યાળી, પાલીતાણા, નાશીક, ત્ર્યંબક, પઢંરપુર, શેત્રુંજો, ગીરનાર, ઉદવાડા, બહુચરાજી, અંબાજી.

## જોવા લાયક સ્થળો.

કબીરવડ, ગીરનાર, કેનેરીની ગુફા, સોમનાથ પાટણ, લસુંદ્રાના કુંડ. ચાંપાનેર, રૂદ્રમાળ, આરાસુર, ગુમલી, સરખેજનો રોજો, ધારાપુરી તથા કાર્લાની ગુફા, સુરપાણનો ધોધ, ગેરસપ્પાનો ધોધ; ગોકાકનો ધોધ, વિજાપુરનો ઘુમટ વગેરે

## રેલ્વે

ત્રણ મુખ્ય લાઇનો છે. જેવી કે બી. બી સી. આઇ. તથા જી આઇ. પી અને ત્રીજી સધર્ન મરાઠા આ શિવાય વડોદરા તથા કાઠિઆવાડના દેશી રાજ્યોની માલેકીની પણ નાની નાની ? લાઇનો છે.

## રેલ્વેનાં મુખ્ય જંકશનો (સ્ટેશનો)

અમદાવાદ, આણંદ, વડોદરા, વીરમગામ, મહેસાણા, વઢવાણ, બોટાદ, રાજકોટ, જેતલસર.

મુંબઈ ઇલાકા વિષે ખાસ યાદ રાખવા લાયક છે. કે ગેરસપાનો ધોધ, અને વિજાપુરનો ઘુમટ, એ બંનેનો જોટો આખી દુનિયામાં બીજે ક્યાંએ નથી. ઉપરાંત ધારાપુરીની ગુફા અને કાર્લાની ગુફા પણ દુનિયામાંની બીજી વખણાયેલી ગુફા માંહેની ગણાય છે.

## કઇ નદી, કોને મળે છે ?

અરબી સમુદ્રને મળનારી નદી—સિંધુ અને ભાદર; ખંભાતના અખાતને મળનારી નદીઃ—શેત્રુંજી, સાબરમતી, તાપી, નર્મદા, ઢાઢર, મહી.

પોરબંદરનું બીજું નામ સુદામાપુરી. નવાનગરનું બીજું નામ જામનગર. નગરઠઠ્ઠાનું બીજું નામ બ્રહ્માણાબાદ, મોટામાં મોટી નદી સીંધુ, મોટામાં મોટો પર્વત સંહ્યાદ્રી, મોટામાં મોટો જીલ્લો અહમદનગર, મોટામાં મોટું દેશી રાજ્ય વડોદરાનું એટલે ગાયકવાડનું કહેવાય છે.

## રાજાઓની ઓળખ

કચ્છના રાવ, પોરબંદરના રાણા, નવાનગરના જામ, જુનાગઢના નવાબ, વડોદરાના ગાયકવાડ કહેવાય છે.

## વખણાએલી વસ્તુવાળાં શહેર

હૈદરાબાદનું:—સોનેરી ભરત, હાથીદાંત વખણાય છે. ભુજનું–સોના રૂપાનું નકશીકામ. અમદાવાદનું:–રેસમી કાપડ, અને કીનખાબ. સુરતની જરકી, સાડી, રેશમી કામ, તથા કસબ કામ વખણાય છે. નાશીકના ત્રાંબા પિત્તળનાં વાસણ લીલીદ્રાક્ષ. પુનાનું–ચિત્રકામ.નાગરવેલના પાન, અંજીર, નારંગી, ત્રાંબા પિત્તળના વાસણો વખણાય છે. કપડવંજનો સાબુ વખણાય છે. કચ્છ કાઠીઆવાડના ઘોડા વખણાય છે. જામનગરનું કંકુ અને બાંધણીકામ વખણાય છે. કામઠીના તબલા, સારંગી વગેરે વાજીંત્રો

મુંબઈ ઇલાકાના મોટા અમલદારને ગવર્નર કહે છે. તે શિયાળામાં મુંબઈમાં રહે છે, ઉનાળામાં મહાબળેશ્વરની ટેકરી ઉપર અને ચોમાસામાં પુનામાં રહે છે. તે પાંચ પાંચ વરસે બદલાય છે, તેની નીમણુંક નામદાર શહેનશાહ કરે છે.

## હિન્દુસ્તાનનું સામાન્ય જ્ઞાન.

**સીમા:** ઉત્તરે હિમાલય, પૂર્વે બંગાળાનો ઉપસાગર, દક્ષિણે હિંદી મહાસાગર, પશ્ચિમે અરબી સમુદ્ર.

### પર્વતો

હિમાલય, કારાકોરમ, હિંદુકુશ, સુલેમાન, હાલા, વિંધ્યાચળ, અરવલી, આબુ, સાતપુડાના ફાંટાઓ, પશ્ચિમઘાટ અથવા સંહાદ્રી તથા નીલગીરી.

## નદીઓ

ગંગા, જમના, બ્રહ્મપુત્રા, સિંધુ, જેલમ, ચિનાબ, રાવી, સતલજ, બીઆસ, નર્મદા, તાપી સાબરમતી, ગોદાવરી. કૃષ્ણા, મહી, ઈરાવદી, અને કાવેરી.

## સરોવર

માનસરોવર, રાવણહ્રદ, વુલર (એ મીઠા પાણીના છે) સાંભર, ચીલકા, કોલર, (એ ખારા પાણીના છે.)

## પૂર્વ કિનારાનાં બંદર

મદ્રાસ, મછલીપટ્ટણ, વિજાગાપટ્ટણ.

## પશ્ચિમ કિનારાનાં બંદર

મુંબઈ, કરાંચી, કુમઠા, હોનાવર, પોરબંદર, વેરાવળ, અલીબાગ, રત્નાગીરી, વેંગુર્લા, હરણાઈ, કારવાડ, મેંગલુર, કાનાનોર, તાલીચરી, મહી, પાંજીમ, કલીકટ, અલપે.

## ભૂશીર

કન્યાકુમારી, તે છેક દક્ષિણે છે.

## બેટ

લંકા અથવા સિલોન, તથા માલદ્વીપ, આંદામાન-નીકોબાર, રામેશ્વર.

વસ્તી :—૩૨ કરોડની.

મુખ્ય પેદાશ :—ચોખા, ઊન, કપાસ, ઘઉં. તેથી ઉતરતી, :—ચા, શણ, બાજરી, ગળી, અળસી, તેથી બીઆં વગેરે.

ખનીજ પેદાશ :—સોનું મહીસુરમાંથી, કોલસા બંગાળ રાણીગંજ ઓરીસા અને કરીઆની ખાણોમાંથી નીકળે છે. કલાઈ આસામના કરીમ પ્રાંતમાંથી, સિંધવ–મીઠું પંજાબમાંથી. પન્ના અને ગોવળકંડામાંથી હીરા નીકળે છે. લોખંડ ઘણી જગાએથી નીકળે છે. ગ્રાફલેટ બ્રહ્મદેશમાંથી નીકળે છે.

## જાત્રાનાં સ્થળો

કાશી, જગન્નાથપુરી, રામેશ્વર, દ્વારકા (વિશેષમાંના મુંબઈ ઇલાકાનાં જાત્રાનાં સ્થળો બોલવાં)

હિન્દુસ્તાનના સૌથી ઉપરી અમલદારને વાઇસરૉય અને ગવર્નર જનરલ કહે છે. તે પાંચ પાંચ વર્ષે બદલાય છે.

## ખાલસા એટલે અંગ્રેજ સરકારના તાબાના વિભાગ અને તેનાં મુખ્ય શહેરો

મુંબઈ ઇલાકો :—મુંબઈ, કરાંચી, હૈદરાબાદ, અમદાવાદ, સુરત, ભરૂચ, પુના, સતારા, કારવાડ, હોનાવર.

મદ્રાસ ઈલાકો :—મદ્રાસ, કાંજીવરમ, વિજાગાપટ્ટણ, મદુરા, ટયુટીકોરીન, ત્રીચીનાપોલી, ઉતકામંડ, મેંગલુર.

બંગાળા ઇલાકો—કલકતા, મુર્શિદાબાદ, ઢાંકા, દાર્જીલીંગ.

બહાર ઓરીસા પ્રાંત :—પટણા, ગયા, કટક, જગન્નાથપુરી.

બ્રહ્મદેશ :—રંગુન, માંડલે, મોલમીન અને એકયાબ.

સંયુક્ત પ્રાંત :—આગ્રા, અલ્હાબાદ, કાનપુર, કાશી કે બનારસ, મથુરા, અલીગઢ, લખનોર, ઝાંસી, મીરત, સહરાણ, રૂરકી.

પંજાબ પ્રાંત :—લાહોર, અમૃતસર, પાણીપત, સ્થાનેશ્વર, સીમલા, દિલ્હી, અને કસાવલી.

મધ્યપ્રાંત : નાગપુર, પંચમડી, જબલપુર, ખંડવા, ઈલીચપુર, ઉમરાવતી અને આકોલા.

આસામ :—ગોહટી, શીલોન અને ચેરાપુંજી

બ્રિટિશ બલુચિસ્તાન :—કવેટા

વાયવ્ય સરહદ પ્રાંત :—પેશાવર.

## દેશી રાજ્યો નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| કાશમીર, | મુખ્ય શહેર | જમુ અને શ્રીનગર |
| નીઝામ | ,, | હેદ્રાબાદ |
| ગાયકવાડ | ,, | વડોદરા |
| મહીસુર | ,, | મહીસુર, બાંગલોર અને કોલર |

રજપુતાના એજન્સી—બીકાનેર, અલવર, કીશનગઢ, જયપુર, ભરતપુર, બુંદી, કોટા, ઉદેપુર, જોધપુર, જેસલમીર.

મધ્ય હિન્દ એજન્સી—ભોપાલ, ઇંદોર, ગ્વાલીઅર, ઉજ્જન, પન્ના, રતલામ.

મુંબઈ ઇલાકામાં દેશી રાજ્ય—કાઠિઆવાડ, કચ્છ, ખંભાત, રાજપીપળા, કોલ્હાપુર.

મદ્રાસ હેઠળ દેશી રાજ્ય—ત્રાવણકોર.

બંગાળ હેઠળ દેશી રાજ્ય—કુચબિહાર અને સીકીમ.

આસામ તાબામાં—મણીપુર અને ટીપેરા

## સ્વતંત્ર દેશી રાજ્યો

નેપાળ—ખટુંમડુ.

ભુતાન—પુનાખા

## સ્વતંત્ર પરદેશી રાજ્ય

ફીરંગીઓના—ગોવા, દીવ અને દમણ.

ફ્રેંચોના—પોંડીચરી, માહી, કારીકલ, યાનાન, ચંદ્રનગર.

લંકા અગર સીલોન અથવા સિંહલદ્વીપ—એ બેટ હિંદુસ્તાનની દક્ષિણે છે. તેની નીચે માલદ્વીપ આવેલ છે જે દેશી રાજ્ય છે; તે લંકાના ગવર્નરના તાબામાં છે.



આ ચોપડી નીચેના સરનામે મળી શકશે

લક્ષ્મીશંકર ભગવાનજી રાવલ

કોઠારા-કચ્છ.

(અબડાસા)

મેસર્સ જીવરામ બુક ડીપો

જખૌ (ક

---

ાલય, રાણપુર
૨૭